# નિવેદન.

આ ત્રીજા વર્ષનું ત્રીજું પુસ્તક છે. "**રૂપિયાનો વરસાદ**" એ મથાળું વાંચી પુસ્તક વાંચવા મંડી પડશો, એવી મારી ખાત્રી છે.

હવે પછી બીજા ત્રણ પુસ્તકો જુન મહિનામાં એકી સાથે મળી જશે.

હવે પછીના પુસ્તકો ઘણાં સારા તેમજ તમને મઝા પડે એવા આવશે.

જાન્યુઆરી
૧૯૪૦
**ભરૂચ.**

લી. સંચાલકો,
**ભાઇલાલ પટેલ**
**પદ્માવતી દેસાઇ**

# રૂપિયાનો વરસાદ

હર્ષદ પટેલ




: પ્રકાશક :

પદ્માવતી દેસાઈ

' આપણું બાળ કાર્ય મંદિર '

ચિંગસપુરા–ભરૂચ.

કિંમત ૦–૩–૦







મુદ્રણસ્થાનઃ રામચંદ્ર એન્ડ બ્રધર્સનું
શ્રી પદ્મવિલાસ પ્રિ. પ્રેસ.
વડાપાડા રોડ—ભરૂચ.

: મુદ્રક :
રામચંદ્ર નરોતમદાસ.

# ગામ હતું.

એક નદી હતી. નદીને કિનારે ગામ હતું. ગામથી બે માઈલ દૂર એક શહેર હતું. ગામ ઘણું સુંદર હતું.

ગામમાં ખેડૂત હતા. ખેડૂતો ખેતી કરતા. ગામમાં એક તલાટી હતો. તલાટી તો સરકારી નોકર કહેવાય. ખેડૂતો પાસેથી દાણના પૈસા ઉઘરાવી ને સરકારની તિજોરીમાં જમા કરાવતો. તલાટી બીજું સરકારી કામ પણ કરતો.

ગામમાં એક પોલીસ પટેલ હતો. પોલીસ પટેલ પણ સરકારી નોકર કહેવાય. તે ગામની દેખરેખ રાખતો અને જ્યારે સરકારી માણસો ગામ પર આવે ત્યારે તેઓની પરોણા ચાકરી કરતો.

ગામમાં સુથાર હતો. સુથાર સાંથરડા બનાવે, ગાડા બનાવે, ડમણીઆ બનાવે, દાંતરડાના હાથા બનાવે,

ધારીયા તથા કુહાડીના હાથા બનાવે તેમજ બીજા ખેતીના ઓજારો બનાવે. સુથાર સુથારી કામ કરતો.

ગામમાં લુહાર હતો. લુહાર કોદાળી, પાવડા, ગાડા–ડમણીઆની ધરી, ગાડા–ડમણીઆની વાટ, ધારીયા, સાંથરડાની પાસો, દાંતરડા, ભેંસોને ગળે બાંધવાની સાંકળ વગેરે બનાવતો. લુહાર ખેડૂતોને ખેતીને માટે જે જે લોખંડની વસ્તુઓ જોઇએ તે બનાવી આપતો. લુહાર લુહારી કામ કરતો.

ગામમાં વાળંદ હતો. વાળંદ સૌની હજામત કરે. શહેરમાં આપણે હજામતના પૈસા આપીએ છીએ તેમ તેને કોઇ પૈસા આપતું નહિ. તમે કહો તેને શું મળતું હશે? તેને ગામ લોકો દાણા આપતા. જ્યારે બહારગામથી ગામના કોઇ માણસને ત્યાં કોઇ અતિથિ આવે તો તેની સેવામાં વાળંદ હાજર રહેતો. જ્યારે ગામમાં લગ્ન પ્રસંગ હોય ત્યારે તેને ભારે તડાકો પડતો.

એ ઉપરાંત ઘણી જાતના માણસો હતા. વાણીયા, બ્રાહ્મણ, ભીલ, હરિજન વગેરે હતા.

વાણીયા વેપાર કરતા. બ્રાહ્મણ યજમાનવૃત્તિ કરતા. ભીલ તેમજ હરિજન ખેતીની મજુરીએ જતા.

ગામને પાદર એક શાળા હતી. શાળા નાની હતી એટલે એક શિક્ષક હતા.

વહેલી સવારે સૌ જાગી જાય. જાગી સૌ સૌને કામે વળગે. ખેડૂતો વહેલી સવારે ઉઠી ખેતરમાં જાય. છોકરાઓ સવારમાં શાળાએ જાય.

અગિયાર વાગે શાળા છૂટે. સૂરજ માથે આવે એટલે ખેડૂતો ખેતરથી પાછા ફરે. ઘેર આવી જમે અને આરામ કરે. કેટલાક તો ખેતરમાં જમી લે.

લગભગ બે વાગે ખેડૂત પોતાને કામે વળગે. શાળા પણ પાછી શરૂ થાય.

સાંજ પડે શાળા છૂટે. સૌ છોકરા પાદરે રમવા જાય. સમી સાંજે ખેડૂતો ઘેર પાછા ફરે. ભેંસો પણ ચરીને ગામમાં પાછી ફરે.

પછી સૌ જમે. જમી સૌ બેસે. વાતચિત કરે.

ગામમાં એક મંદિર હતું. મંદિરમાં એક પૂજારી હતો. સાંજ પડે ને સૌ છોકરાં મંદિરમાં જાય. કેટલાક ભાવિક ભક્તો પણ મંદિરમાં જાય.

આરતીનો સમય થાય ત્યારે આરતી થાય. આરતી થયા પછી સૌને પ્રસાદ મળે. પ્રસાદ લઈ સૌ સૌને ઘેર જાય.

આવું એ ગામ હતું. ગામનું નામ આનંદપુર. એકંદરે ગામ સુખી હતું.



# કરશાન

આનંદપુરમાં એક ડોસો રહે. ડોસાનું નામ દાજીભાઈ હતું. ડોસાને એક દિકરો. દિકરાનું નામ કરશન. ડોસાની ઉંમર ઘણી થવાથી તેનાથી ખાસ કામકાજ થતું ન હતું. તે કાગળના રમકડાં બનાવે. કાગળના રમકડાં કરશન શહેરમાં જઇ વેચી આવે. ડોસો અને તેનો દિકરો મહેનતુ હતા.

ડોસાની પાડોશમાં એક શિક્ષક રહે. શિક્ષકનું નામ શિવશંકર હતું. તેમનો સ્વભાવ ઘણો સારો હતો. શાળામાં છોકરાંઓને પાઠ ન આવડે તો મારે નહિ પણ તેઓને સમજાવે. શિક્ષક છોકરાઓને મારે નહિ એટલે છોકરાઓને શિક્ષક ગમે. શિવશંકર વૈદું પણ કરતા. ગરીબ લોકોને તેઓ મફત દવા આપતા. શિવશંકર સૌને ગમતા.

કરશનની ઉંમર બાર વર્ષની હતી. કરશનને ખાવાનું બનાવતા આવડતું. તે ખાવાનું બનાવતો અને બાપ-દિકરો જમતા. તેનું શરીર અલમસ્ત હતું.

તેના શરીર પરથી કોઇ એમ ધારે કે તેની ઉંમર પંદર વર્ષની હશે. શિવશંકરનો તેના પર ખૂબ પ્રેમ હતો. કરશન હોંશિયાર છોકરો હતો.

સાંજે કરશન શહેરમાંથી રમકડાં વેચી ઘેર આવે. સાંજે આવી તે રાંધે અને બાપ-દિકરો જમે.

રાત પડે એટલે ડોસો, કરશન અને શિવશંકર સૌ ભેગા મળે. કરશન શહેરમાંથી જે કાંઇ નવી નવી વાતો સાંભળી લાવ્યો હોય તે સૌને કહી સંભળાવે. કરશનને વાત કરતા બહુ સારી રીતે આવડે. તેની વાત સાંભળીને સૌ ખુશ થઇ જાય.

એક દિવસ શિવશંકરને વિચાર આવ્યો કે કરશનને ભણાવવામાં આવે તો તે આગળ જતાં ઘણો હોંશિયાર થાય અને સુખી થાય.

દરરોજ મુજબ આજે સૌ બેઠા બેઠા વાતો કરતા હતા. એટલામાં શિવશંકરે પૂછ્યુ: “કરશન તને ભણવાનું ગમે?”

કરશને જવાબ આપ્યો: “કાકા, ભણવાનું તો બહુ ગમે છે પણ વખત ક્યાં છે?”

કરશન શિવશંકરને કાકા કહેતો.

શિવશંકરે કહ્યું: "રાતે તો તું નવરો છેને?"

કરશને કહ્યું: "હા, પરંતુ ભણાવે કોણ?"

શિવશંકરે કહ્યું: "તારો વિચાર હોય તો હું ભણાવીશ."

કરશને પોતાના પિતા તરફ જોયું અને પૂછ્યું; "બાપા, હું ભણું?"

દાજીભાઈએ કહ્યું: "બેટા, તારે ભણવું હોય તો મારી ના નથી."

કરશને ભણવાનું નક્કી કર્યું અને શિવશંકરે ભણાવવાનું નક્કી કર્યું.

દરરોજ રાત્રે શિવશંકર કરશનને ભણાવે. કરશનને પણ ભણવામાં મઝા પડતી. જ્યારે જ્યારે તે નવરો પડતો ત્યારે ત્યારે તે પોતાના પાઠ કરતો. આ રીતે કરશન વાંચતા લખતાં શીખી ગયો. શિવશંકર પાસેથી તે વાંચવાની ચોપડીઓ લેતો. આ રીતે તેને વાંચવાનો શોખ લાગ્યો. સારાં પુસ્તકો તેણે વાંચવા માંડયા.

દાજીભાઈ, શિવશંકર અને કરશન આનંદપુરમાં રહી પોતાના દિવસો આનંદમાં પસાર કરતા હતા.

# દાજીભાઈ પુસ્તકાલય.

અંધારી રાત હતી. રાતના દસ વાગ્યા હતા. લોકો સુઈ ગયા હતા.

એટલામાં એક ભયંકર બૂમ સંભળાઈ. બૂમથી ઘણા લોકો જાગી ઉઠયા.

વાત એમ હતી કે ગામમાં એક વાણીઓ રહેતો. તે ઘણો પૈસાદાર હતો. તેને લુંટવા માટે કેટલાક ધાડપાડુઓ આવ્યા હતા. ધાડપાડુઓ લગભગ દસના ટોળામાં હતા. વાણીયાની છોકરી આ ધાડપાડુઓને જોઇને ગભરાઈ ગઈ અને તેણે બૂમ પાડી.

જે લોકોમાં હિંમત હતી તેઓ દોડી આવ્યા. કોઇ હાથમાં ડાંગ લઇને દોડયું, તો કોઇ ધારીયું લઇને દોડયું, તો કોઈ ભાલો લઇને દોડયું. જેના જે હાથમાં આવ્યું તે લઇને દોડયું.

બીકણ માણસો હતા તે ઘરમાં સંતાઈ રહ્યા.

ગામના માણસોનું ટોળું બૂમો પાડતું વાણીઆના ઘર તરફ જવા લાગ્યું.

દાજીભાઈ ઘરડા હતા. છતાં પણ તેઓ હાથમાં ડાંગ લઈને દોડયા. પાછળ કરશન પણ ડાંગ લઈને નીકળ્યો.

ધાડપાડુઓ અને ગામના લોકો વચ્ચે ખૂબ ઝપાઝપી થઈ. ધાડપાડુઓના એકાદ બે માણસો ઘાયલ થઈને પડયા. ગામના એકાદ બે માણસોને પણ ખૂબ વાગ્યું.

ધાડપાડુઓએ જોયું કે આપણે પકડાઇ જઇશું એટલે તેઓ પોતાના ઘાચલ થએલા માણસોને લઇને નાશી ગયા.

ગામ લોકો ગામના જે જે માણસોને વાગ્યું હતું તેમની સારવારમાં પડયા.

દાજીભાઇને પણ પુષ્કળ વાગ્યું હતું. ગામ લોકોની મદદને લીધે વાણીઆનું ઘર લૂંટાતું બચી ગયું.

દાજીભાઇને ઘેર લાવવામાં આવ્યાં. શિવશંકર તેમજ કરશને તેમની સારવાર કરવા માંડી.

સવાર પડી. પોલીસ પટેલે તાલુકા ફોજદારને લખી મોકલ્યું કે ગઈ કાલે રાતે અહીં ધાડપાડુઓ આવ્યા હતા. જે જે બીના બની તે લખી જણાવી.

બપોરે ફોજદાર આવ્યા અને બધી તપાસ કરવા માંડી.

દાજીભાઈની ઉંમર થઈ હતી. તેમનું શરીર ઉંમર થવાથી મજબુત રહ્યું ન હતું. મારને લીધે તેમનું શરીર ઘણું બગડી ગયું. શિવશંકરે તેમજ કરશને તેમની ખૂબ સેવાચાકરી કરી છતાં તે ન બચ્યા. આખરે કરશન બાપ વિનાનો બન્યો.

દાજીભાઇના મરવાથી કરશનને ખૂબ દુઃખ થયું કારણ કે તેના પિતા મરી ગયા હતા. દાજીભાઈના મરવાથી શિવશંકરને પણ ખૂબ દુઃખ થયું કારણ કે તેમનો એક મિત્ર તેમને સદાને માટે છોડીને ચાલી ગયો હતો. ગામ લોકોને પણ દુઃખ થયું કારણ કે તેઓના ગામમાંથી એક બહાદુર માણુસ ગામની સેવા કરનારો પ્રભુની પાસે ચાલી ગયો હતો.

ગામ લોકોએ પૈસા ઉઘરાવ્યા. દાજીભાઈનું નામ અમર રહે એટલા માટે તેઓએ એક પુસ્તકાલય કાઢયું. અને એનું નામ દાજીભાઇ પુસ્તકાલય પાડયું.

## રેલ આવી.

દિવસો પર દિવસો જવા લાગ્યા. દિવસે દિવસે કરશન મોટો થવા લાગ્યો. અત્યારે કરશનની ઉંમર સોળ વર્ષની થઈ હતી. કરશન હવે એકલો પડી ગયો હતો. કારણ કે દાજીભાઈ તો મરી ગયા હતા. અને શિવશંકરની બદલી થઈ હતી. નવા શિક્ષક આવ્યા પરંતુ કરશનને તેની સાથે બનતું નહિ. કરશનનો વિચાર અહીંથી બીજે ગામ જવાનો હતો.

ગામની ઉગમણી બાજુએ નદી વહેતી હતી. ચોમાસાની ઋતુ હતી. શ્રાવણ મહિનો ચાલતો હતો. વરસાદ ખૂબ પડતો હતો. ગામમાં સાદ પડ્યો કે આજે સાંજે નદીમાં રેલ આવવાની છે.

પહેલાં તો એવું બનતું કે જ્યારે વરસાદ પડે ત્યારે રેલ આવે નહિ. આ વર્ષે કાંઈ જુદું બન્યું.

ગામમાં ધોધમાર વરસાદ પડતો હતો. સાથે સાથે પવન પણ ફૂંકાતો હતો અને વળી પાછી સખ્ત રેલ આવી.

રેલના પાણી ધીરે ધીરે ગામના નીચાણના ભાગ તરફ ફરી વળ્યાં. લોકો પ્રભુને યાદ કરવા લાગ્યા.

રેલના પાણી ઉતરવાને બદલે ધીરે ધીરે ચડવા લાગ્યા.

ગામના જે નીચાણવાળા ભાગમાં પાણી ભરાયા હતા તે ભાગ ધીરે ધીરે રેલના પાણીથી તણાવા લાગ્યો.

પાસેના શહેરમાં ખબર પહોંચી કે આનંદપુરમાં રેલ આવી છે અને ગામ ભયમાં છે. શહેરમાંથી મદદ આવવા લાગી.

લોકો પોતાના જીવ બચાવવા બીજી જગ્યાએ જવા લાગ્યા. કેટલાક ઝાડપર ચડી ગયા તો કેટલાક ઘરના છાપરા પર ચડી ગયા.

કરશન ગામના જે ભાગપર પાણી ફરી વળ્યું હતું તે ભાગ તરફ ગયો.

નદીમાં પાણી પુર જોશથી વહી રહ્યું હતું. આગળથી કેટલાક ઢોર તેમજ ઘરના રાચ રચીલાં તણાતાં આવતાં હતા. એટલામાં એક બાળક તણાતું

આવતું દેખાયું. કરશને તે જોયું. બાળકને બચાવવા કરશન રેલના પાણીમા પડયો.

બાળક આગળ તણાતું જતું હતું અને પાછળ કરશન તેને બચાવવા જતો હતો. કરશને તે બાળકને બચાવવા ખૂબ મહેનત કરી. તરતાં તરતાં કરશન થાકી ગયો અને તે બેભાન થઈ તણાવા લાગ્યો.

કરશન જ્યારે બેભાનમાંથી ભાનમાં આવ્યો ત્યારે તેની આજુ બાજુ ભીલ લોકોને ઉભેલા જોયા. કરશનને આ ભીલ લોકોએ બચાવ્યો હતો.

થોડા દિવસમાં કરશન સારો થઈ ગયો. ભીલોનો સરદાર ઘણોજ માયાળુ હતો. કરશને ભીલ સરદારની બીજે ગામ જવા રજા માંગી. ભીલ સરદારે તેને રજા આપી અને તેને બે રૂપિયા વાટ ખર્ચી માટે આપી વિદાય કર્યો અને સાથે થોડુંક ભાથું પણ બાંધી આપ્યું.

બે દિવસ રહીને રેલના પાણી ઉતરી ગયા. જે જે લોકોને નુકશાન થયું હતું તેઓને બીજા ગામવાળા-ઓએ ઘણી મદદ કરી. સરકાર તરફથી એક બંધ બાંધવામાં આવ્યો કે જેથી રેલના પાણી ફરી ગામમાં પેસી શકે નહિ.

# સરસપુર.

કરશનભાઈ તો વહેલી સવારે નીકળ્યા. રસ્તે રસ્તે ચાલવા માંડયું. પરંતુ ગામ તો દેખાયજ નહિ. બપોર થયા. ભૂખ લાગી. ભીલ સરદારે ભાથું બાંધી આપ્યું હતું. કરશને ભાથું છોડયું. ભાથું ખાધું પણ પાણી મળે નહિ. એટલામાં એક ખેતર તરફ તેની નજર ગઇ. ખેતરમાં એક ખેડૂત એક ઝાડ નીચે બેઠો બેઠો ખાતો હતો. તેનાથી થોડે દુર બે બળદો ઉભા હતા. તેઓ પણ ઘાસ ખાતા હતા.

કરશન ત્યાં ગયો. ખેડૂતને કહ્યું: “ભાઈ, થોડું પાણી આપો.”

ખેડૂતે પોતાની બતકમાંથી પાણી આપ્યું.

કરશને પૂછ્યું: “આટલામાં કોઇ ગામ નથી?”

ખેડૂતે કહ્યું: “આટલામાં ગામ તો નથી. અહીંથી થોડે દૂર અમે બે ચાર ખેડૂતો ઝુંપડા બાંધી રહીએ

છીએ. ગામ તો લગભગ અહીંથી દસબાર ગાઉ દૂર છે.”

કરશને પૂછ્યું: “કયે રસ્તે જવાશે?”

ખેડૂતે કહ્યું: “આ સીધા રસ્તે ચાલ્યાજ જાવ એટલે મોટું ગામ આવશે.”

કરશન ભાઇએ તો ખેડૂતને રામ રામ કરી ચાલવા માંડયું.

સાંજ પડવા આવી હતી. કરશન ધીરે ધીરે ચાલી રહ્યો હતો. દૂરથી તેને ઘણા બધા ઝાડ દેખાવા લાગ્યા. તેને લાગ્યું કે ગામ આવવું જોઇએ.

ચાલતાં ચાલતાં ઝાડોની પેલી બાજુ ગામના ઘરોના છાપરાં દેખાતા હતા. કરશનના મનમાં વિચાર આવ્યો કે હાશ, ગામ આવ્યું તો ખરૂં.

તે ગામમાં જવા માટે ઉતાવળો ચાલવા લાગ્યો. ગામ પાસે આવી પહોંચ્યો. ગામ ઘણું મોટું હતું. ગામને પાદરે તે આવી પહોંચ્યો, ગામની પાદરે એક

ધર્મશાળા હતી. ધર્મશાળા રસ્તામાં આવતી હોવાથી તેણે ત્યાં મુકામ કર્યો.

રાત પડવાની તૈયારી હતી. ભૂખ લાગી હતી. ધર્મશાળાની પાસે એક કુવો હતો. કુવાપર ડોલ–દોરડું હતુ. ડોલથી પાણી કાઢયું. હાથ–પગ ધોયા. પછી તે ગામમાં ગયો. ગામમાં થોડી ઘણી દુકાનો હતી.

કરશન એક દુકાને ગયો ત્યાંથી તેણે પાશેર ગોળ અને પાશેર કાચી ભોંયસીંગ (મગફળી) લીધી.

ગોળ અને સીંગ લઈને ધર્મશાળાએ પાછો આવ્યો.

ગોળ અને સીંગ ખાધી. કુવે જઈ પાણી પીધું. કરશનને થાક ઘણો લાગ્યો હતો. એટલે તો તે સૂઇ ગયો.

સવાર પડી. કરશન ભાઈ ગામમાં ફરી આવ્યા. તેમણે વિચાર કર્યો કે કાંઇ ધંધો તો કરવો પડશે. શું કરવું ? પોતાની પાસે થોડા પૈસા વધેલા હતા. એતો ઉપડયા પાછા બજારમાં. બજારમાંથી ખાવાનું લીધું. એક કાગદીને ત્યાંથી થોડાક રંગબેરંગી કાગળો લીધા.

કટલરીવાળાની દુકાનેથી બે આનાવાળી જાપાનીસ કાતર લીધી અને ગાંધીની દુકાનેથી બે પૈસાનો ગુંદર લીધો. વાંસફોડાને ત્યાં જઇ એક વાંસ વેચાતો લીધો. આ બધું લઇને એતો ધર્મશાળાએ પાછો આવ્યો.

બજારમાંથી ખાવાનું લાવ્યા હતા તે ખાઈ લીધું.

કરશને કાગળની ફરકડી બનાવવાનું નક્કી કર્યું. લાવેલી ચીજો પાછી બરાબર જોઈ ગયા. ગુંદર તરફ નજર કરી. એટલે તેને યાદ આવ્યું કે ગુંદર પલાળીશ શેમાં ?

પાસેજ એક ખાખરાનું નાનું સરખું ઝાડ હતું.

ઝાડેથી ખાખરના બે પાન તોડી લાવ્યા. વાંસમાંથી થોડી સળીઓ બનાવી. પાન અને સળીઓની મદદથી એક પડીઓ બનાવ્યો. પડીઆમાં ગુંદર પલાળ્યો.

લાવેલ કાગળમાંથી એક, બે, ત્રણ એમ ઘણી બધી ફરકડીઓ બનાવી. વાંસમાંથી સળીઓ બનાવી અને ફરકડીઓને તેની પર ચોડી દીધી.

ફરકડીઓ લઇને ગામમાં વેચવા નીકળયા. કરશનની બધી ફરકડીઓ વેચાઇ ગઈ. તે દોઢ રૂપિયો કમાયો. સાંજે પાછા ફરતી વખતે બીજી ફરકડીઓ બનાવવા માટે વસ્તુઓ લઈ આવ્યો.

ધર્મશાળાએ આવ્યો. ધર્મશાળાના ચોકીદારને મળીને એક ઓરડો તેણે ભાડે લીધો.

કરશનને લાગ્યું કે ગામ સરસ છે. ભૂખે મરવાના નથી. તેને આ ગામ ગમી ગયું હતું. એટલે પછી પોતાને ગામ પાછા ફરવાનો વિચાર માંડી વાળ્યો. ગામનું નામ સરસપુર હતું.



# આશ્રમમાં.

કરશનભાઈ પોતાનો ધંધો ધીરે ધીરે જમાવવા લાગ્યા. તેણે ગામમાં એક નાનું સરખું ઘર ભાડે રાખ્યું. આ રીતે આનંદથી પોતાના દિવસો પસાર કરવા લાગ્યા.

પોતાને જ્યારે વખત મળતો ત્યારે તે ગામમાં મફત વાંચનાલય હતું ત્યાં જતા અને કાંઈક વાંચતા.

થોડા દિવસ બાદ તેમને ખબર પડી કે ગામમાં એક આશ્રમ છે. આશ્રમમાંથી જે લોકો પૂણી લાવી તેને કાંતીને સુતર આપે તેને પૈસા મળે છે. કરશનભાઈને કાંતવાનો મોહ લાગ્યો. તેમણે વિચાર કર્યો કે કાંતવા માટે તકલી જોઈએ. તકલી માટે પૈસા ખર્ચે તે બીજા. તકલી વેચાતી નહિ લેવી એવો વિચાર કર્યો.

પોતાના પિતા પાસેથી તે કાંતતા શીખ્યો હતો.

પોતાનો રોજનો ધંધો તો ચાલુ હતો. કરશન ગયો કુંભારવાડામાં. કુંભારના ઘર પાસે ફુટેલા ઘડા ઘણા પડયા હતા. તેમાંથી એક સારો જોઇ નાનો ટુકડો ઉપાડયો. ઘેર આવી તેને પત્થર પર ઘસી ઢબ્બુ જેવો ગોળ કર્યો. આ રીતે ગોળ ઢબ્બુ જેવું એક ચકરડું બનાવ્યું. તે ચકરડાની વચ્ચો વચ ચપ્પુની મદદથી એક કાણું પાડયું. પછી એક વાંસની સળી ગોળ બનાવી તેને એક છેડે ખાંચો પાડયો. તે સળી પેલા ગોળ ચકરડાના કાંણામાં મૂકી દીધી. આ રીતે તેણે તકલી તૈયાર કરી દીધી.

બીજે દિવસે આશ્રમમાં જઈ પૂણીઓ લઈ આવ્યો. જ્યારે જ્યારે પોતાને વખત મળતો ત્યારે ત્યારે તે કાંતતો અને કાંતેલું સૂતર આશ્રમમાં પાછું આપી આવતો. કાંતવામાં તેને ખૂબ રસ પડવા માંડયો. ધીરે ધીરે તે રૂ પીંજતા શીખ્યો અને પૂણી

બનાવતાં શીખી ગયો.

આશ્રમમાં એક માણસની જરૂર હતી. આશ્રમના સંચાલકે કરશનને પોતાના આશ્રમમાં રહેવા કહ્યું. કરશનને કબુલ કર્યું. કરશનને આશ્રમમાં રહેવાનું મળ્યું અને તે ઉપરાંત ખાવાનું અને વરસે રૂપિયા સો મળવા લગ્યા. ધીરે ધીરે કરશને પોતાનું વાંચન વધાર્યું. ગામની સેવા કરવા લાગ્યો. કરશન ગામમાં ખૂબ જાણીતો થઇ પડયો.



# કપાસમાંથી કપડાં.

કરશનભાઇ આશ્રમમાં રહેતા અને ગામના લોકોની સેવા કરતા. આશ્રમમાં ગરીબ છોકરાંઓ માટે એક શાળા ખોલી હતી.

સાંજે કરશનભાઈ છોકરાંઓ સાથે ખેતરમાં ફરવા જતા. રામુ અને દામુ એ બન્ને છોકરાઓ કરશનભાઇની સાથેજ રહેતા હતા.

સાંજ પડી સૌ ફરવા જવા માટે ભેગા થયા. કઈ બાજુ જવું તેનો વિચાર કરવા લાગ્યા. રામુ બોલ્યો: "ભાઈ આજે આશ્રમના ખેતર તરફ ફરવા જઇએ."

સૌએ ત્યાં જવાનું નક્કી કર્યું.

બધા છોકરાંઓ કરશનભાઇને "ભાઇ" કહેતા. આશ્રમવાળા ખેતી પણ કરતા હતા.

સૌ વાતો કરતા કરતા ધીરે ધીરે ચાલતા હતા. એટલામાં રામુની નજર સામે ગઈ.

રામુ બોલ્યો: "ભાઈ આ ટોપાવાળો કોણ છે?"

કરશને જોયું તો એક માણસ ઘોડાપર બેસીને તેમની તરફ આવી રહ્યો હતો અને એક નોકર જેવો માણસ ચાલતો હતો.

કરશને જવાબ આપ્યો: "એતો મામલતદાર છે."

દામુ બોલ્યો: "એ શું કરવા ગામમાં જતા હશે?"

કરશન બોલ્યો: "સરકારી કામે જતા હશે. આપણે ત્યાં જે તલાટી છે ને તેના આ ઉપરી છે. નાના મોટા ગામનો એક જથ્થો બને. એ જથ્થાને તાલુકો કહેવાય. તાલુકાના ઉપરી તે આ મામલતદાર."

એટલામાં મામલતદાર ત્યાં આવી પહોંચ્યા. કરશને રામરામ કર્યા. મામલતદારે સામા રામરામ ન કરતા પોતાની સોટી ઉંચી કરી કરશનના રામ રામ ઝીલ્યા.

રામુ બોલ્યો: "મામલતદારના ઉપરી તો કોઈ હશેજ ને?"

કરશને કહ્યું: "હા, જેમ નાના મોટા ગામડાં મળી એક તાલુકો થાય તેમ નાના મોટા તાલુકાઓ મળી એક જિલ્લો થાય. જિલ્લાના ઉપરી અધિકારી કલેકટર કહેવાય. અને કલેકટર તે આ મામલતદારના ઉપરી અધિકારી."

મગન બોલ્યો: "એના વળી કોઈ ઉપરી અધિકારી ખરાકે?"

કરશને જવાબ આપ્યો: "જો હું તમને બધાને સમજાવું. નાના મોટા તાલુકાઓ મળીને એક જિલ્લો બને ખરૂં?"

મગને જવાબ આપ્યો: "હા,"

કરશને આગળ સમજાવ્યું: "નાના મોટા જિલ્લા મળી એક પ્રાંત બને. પ્રાંતના ઉપરી અમલદાર તે કમિશનર. કલેકટરના ઉપરી કમિશનર. હવે નાના મોટા પ્રાંતો મળી એક ઈલાકો બને. ઈલાકાના

અધિકારી ગવર્નર. કમિશનરના ઉપરી ગવર્નર. નાના મોટા ઈલાકાઓ મળી એક દેશ બને. દેશના ઉપરી અધિકારી વૉઇસરોય. ગવર્નરના ઉપરી વૉઇસરોય. આપણા દેશના મોટા અધિકારી વૉઇસરોય. આ વૉઇસરોય ઇંગ્લંડની ધારાસભાના હુકમ મુજબ આપણા દેશનો વહીવટ ચલાવે. હવે બધાને સમજણ પડી હશે."

બધા બોલી ઉઠયા: "હા, ભાઇ."

રામુ બોલી ઉઠયો: "કેવો સરસ કપાસ છે. ભાઈ, આ ખેતર કોનું?"

કરશને જવાબ આપ્યો: "એ તો મુળજીભાઇનું છે. ખરેખર, કપાસ સારો ઉગ્યો છે."

મગને પૂછયું: "પણ આ કપાસનાં કપડાં કેવી રીતે બનતા હશે?"

કરશને કહ્યું: "ચાલો સમજાવું. સાંભળો. આપણા આશ્રમના છેલ્લા ઓરડામાં કપાસીઆ પડયા છે. તે તમે સૌએ જોયા હશે?"

બધા બોલ્યા: "હા,"

કરશને આગળ ચલાવ્યું: "એ કપાસીઆ ખેતરમાં વવાય. ત્યાર પછી વરસાદ પડે. વરસાદ પડે એટલે વાવેલા કપાસીઆને પોષણ મળે. પોષણ મળે એટલે ધીરે ધીરે કપાસના છોડ ઉગે. ધીરે ધીરે તે મોટા થાય. કપાસના છોડ ઉગે ત્યાર પછી તેને ફુલ આવે. ફુલ પછી તેને જિંડવા લાગે. જિંડવા શરૂઆતમાં લીલા હોય અને બીડાએલા હોય. ધીરે ધીરે જિંડવામાં કપાસ થાય અને પછી જિંડવા ફાટે. કપાસ જ્યારે ફાટે ત્યારે ધીરે ધીરે જિંડવાનો રંગ બદલાવા માંડે.

ખેડૂત કપાસ તૈયાર થાય ત્યારે તેને વીણીને ઘેર લઈ જાય. કપાસ ઘેર ભેગો કરે. અને "ભાર"ના હિસાબે તેને વેચી દે. કપાસ ખેડૂતને ત્યાંથી જીનમાં આવે. જીનમાં તેને પીલવામાં આવે. કપાસમાંથી રૂ અને કપાસીઆ જુદા પાડવામાં આવે. રૂને ત્યાંથી પ્રેસમાં લઈ જવામાં આવે. ત્યાં રૂની ગાંસડીઓ બંધાય. તે ગાંસડીઓ મીલમાં મોકલવામાં આવે. આ રીતે રૂ મીલમાં આવે. મીલમાં રૂની પુણી બનાવે અને તેમાંથી સૂતર કાઢે. સૂતરના તાર આડા અને

ઉભા રાખી વણુવામાં આવે. આ રીતે કપડું તૈયાર થાય. અને તેને તાકા કહેવામાં આવે. મીલમાં બનેલા તાકા કાપડીઆને ત્યાં આવે. કાપડીઆને ત્યાંથી આપણે આ કાપડ ખરીદીએ અને તેના કપડાં શીવડાવીએ. આ રીતે કપાસમાંથી કપડાં થાય.

રામુ બોલ્યો: "ચાલો અંધારૂં થવા આવ્યું. ઘેર જઇએ."

સૌ ઘર તરફ પાછા વળ્યા. આવીને જમ્યા અને પછી સૂઇ ગયા.



# રૂપિયાનો વરસાદ.

ચોમાસાના દિવસો હતા. વરસાદ પડતો હતો. સાંજ પડી હતી. વરસાદ પડવાને લીધે જમીન લીલી છમ દેખાતી હતી. સુકાઈ ગએલા ઝાડ પાછા લીલા થઈ ગએલા હતા.

રામુ બારી બહાર જોતો હતો. તે કાંઈ વિચારમાં હતો. એટલામાં કરશનભાઈ પાછળ આવી ઉભા રહ્યા અને બોલ્યા: " રામુ શું વિચાર કરે છે? "

રામુ બોલ્યો: "ભાઈ, મને વિચાર આવ્યો કે રૂપિયાનો વરસાદ પડે તો કેવી મઝા આવે. બસ રૂપિયાજ રૂપિયા. "

કરશને પૂછ્યું: " શું ખરેખર તારી ઈચ્છા એવી છે કે રૂપિયાનો વરસાદ પડે તો સારૂં? "

રામુ બોલ્યો: " હા, રૂપિયાનો વરસાદ પડે તો આપણને જે કાંઈ જોઈએ તે રૂપિયાથી લઈએ. હું તો ફક્કડ નાનો ઘોડો લઉં અને બેસીને દરરોજ ફરવા જાઉં. કેવી મઝા આવે? "

કરશને કહ્યું: " હું પૂછું તેનો પહેલા જવાબ આપ જોઇએ. રોટલા, રોટલી, ભાત, ખીચડી, શાક, ભાજી વગેરે શાના બને છે? "

રામુએ હસીને જવાબ આપ્યો: " રોટલા જુવારના, રોટલી ઘઉંની, ભાત ચોખાનો, ખીચડી ચોખા અને દાળની, અને શાક બટકા, વેંગણ, ગીલોડાં, કારેલાં, તુરીયા વગેરેના બને છે અને ભાજી મેથીની, તાંદળજાની વગેરેની બને છે. "

કરશને પૂછ્યું: " વારૂ, હવે એ બધા કયાં થતા હશે? "

રામુ બોલ્યો: " કયાં તે વળી ખેતરમાં. "

કરશને પૂછ્યું: " જુવાર, ઘઉં, ચોખા, બટાકા, વેંગણ વગેરે ખેતરમાં થાય છે એ વાત ખરી; પરંતુ આ બધું જે જે થાય છે તેને શેની જરૂર પડતી હશે? "

રામુ બોલ્યો: " પાણીની. "

કરશને કહ્યું: " બરાબર, હવે જો તારી ઇચ્છા પ્રમાણે રૂપિયાનો વરસાદ પડે તો આપણે ખાઇએ શું? "

રામુએ કહ્યું: " ઓહ, એમાં શું? રૂપિયાનો વરસાદ પડે એટલે આપણે રૂપિયા ભેગા કરીએ. એ રૂપિયાનું ખાવાનું ખરીદીએ. "

કરશને હસીને કહ્યું: "વારૂં, તું કબુલ તો કરે છે ને કે ખેતરમાં જે કાંઈ ઉગે તેને પાણીની જરૂર છે. એટલે કે પાણી વગર આ બધી વસ્તુ થઈ ન શકે."

રામુ બોલ્યો: "હા."

કરશને કહ્યું: "પાણી વગર આ બધી વસ્તુઓ ન થાય તો પછી બજારમાં ખાવાની ચીજો બને કેવી રીતે. કારણ કે વરસાદ પડે તો આ બધી ચીજો ઉગે અને તેમાંથી ખાવાની ચીજો બને."

રામુ બોલ્યો: "અરે હા, એ તો હું ભુલીજ ગયો. રૂપિયાનો વરસાદ ન પડે તેજ સારૂં."

કરશને કહ્યું: "વળી જો રૂપિયાનો વરસાદ પડે તો આ કપડાં પણ આપણને કયાંથી મળે?"

રમુએ કહ્યું: "આ મારો ખરેખર ખોટો વિચાર છે. રૂપિયાનો વરસાદ નહિ જોઈએ. નહિ જોઈએ."

જમવાનો વખત થયો. બન્ને જમ્યા. નિયમ પ્રમાણે તેઓ નવ વાગે સૂઈ ગયા.

કરશનભાઈ આશ્રમમાં રહી ગામના લોકોની [illegible] સેવા કરે છે.

સંપૂર્ણ.

# અભિપ્રાયો.

—બાળકોના શિક્ષણના અગત્યના મુદ્દાઓને લક્ષમાં રાખીને શાસ્ત્રીય પદ્ધતિથી બાલ સાહિત્ય રજુ કરવા માટે થયેલા પ્રયાસોમાં આપણી બાળ ગ્રંથમાળા પણ એક અગત્યનું સ્થાન મેળવી લ્યે છે. —રવિવાર.

—બાળકો જલ્દી ઉકેલી શકે તેવા મોટા અક્ષરોમાં છપાયેલી આ ગ્રંથમાળાની છએ પુસ્તિકાઓ બાલકોને માટે રસદાયક થઈ પડશે. —પ્રજાબંધુ.

—ભાષાશૈલી બાલસુલભ, સહેલી ને સરળ હોઈ વાંચતા વાર્તા વાચનનો રસ અનુભવાય છે, એટલે બાલવાચકોને એનું વાચન ખૂબજ રૂચિકર થઈ પડશે એમ માનીએ છીએ. નાનાં મોટા તમામ પ્રકારના પુસ્તકાલયો તેમજ સંસ્કારી કુટુંબો આને જરૂર ખરીદે ને વંચાવે. —પુસ્તકાલય.

—એકંદરે આ છ પુસ્તકોમાં સુંદર બાલ-સાહિત્ય અપાયું છે અને વિવિધતા પણ સારી રીતે જળવાયાં છે. એક રૂપીઆમાં આટલું સાહિત્ય આપવાનું કામ પ્રશંસાને પાત્ર છે. —જન્મભૂમિ.

વાર્ષિક લવાજમ રૂા. ૧) પુસ્તકો ૬.

-: મળવાનું ઠેકાણું :-

**આપણી બાળ ગ્રંથમાળા**

**સિંગસપુરા, ભરૂચ.**

## ત્રીજું વર્ષ.

### આપણી બાળ ગ્રંથમાળાના પુસ્તકો

| વર્ષ ૧લું | વર્ષ ૨જું |
| --- | --- |
| શું શીખ્યા ? | કેમ અને શા માટે ? |
| *ગામડામાં | આપણે ભજવીએ |
| હિંદી રાષ્ટ્રીય મહાસભા | ન્હાનપણની વાતો |
| બાલચિત્રો | ભાઈ–બ્હેન |
| *ચાલો હિમાલયે ભા. ૧ | ઉડો આકાશમાં |
| ચાલો હિમાલયે ભા. ૨ | સાચી વાતો |
| *ખલાસ થવાથી મળી શકશે નહિ | દરેકની કીં. ૦-૩-૦ પોસ્ટેજ જુદું |

ગ્રાહક થનારને રૂ. ૧) માં છ પુસ્તકો પોસ્ટેજ સાથે ઘેર બેઠા મોકલવામાં આવશે.

ત્રીજું વર્ષ.

૧. શોધો અને જાણો. ૨. રૂપેરી દાઢીવાળા બાળક, રૂપિયાનો વરસાદ, અને બાપ, પ્રવાસની વાતો, રોજ ને રોજ.

પુસ્તકો, જાન્યુઆરી ૩, જુન ૩,

વાર્ષિક લવાજમ રૂ. ૧) પરદેશ શિ. ૩)

–: મળવાનું ઠેકાણું :–

**આપણી બાળ ગ્રંથમાળા, ચિંગસપુરા–ભરૂચ.**

---



શ્રી પદ્મવિલાસ પ્રિ. પ્રેસ,–ભરૂચ.